# લીંબડીમાં પોલીસ-રાજ

શાન્ત સરઘસ કાઢવા બદલ ચાર યુવકોની મધરાતે ગિરફ્તારી: દંડ વસુલ કરવા ઘરનાં તાળાં તોડયાં: સ્ત્રી-શરીર ઉપરથી ઘરેણાં લીધાં અને જંગલી લૂંટ ચલાવી: ગિરફ્તાર શહેરીઓ પાસે જેલમાં દળણું દળાવ્યું: પ્રજાએ પ્રત્યુત્તરમાં બીજું જંગી સરઘસ કાઢ્યું: પોલીસ સુપરિ.ના લાઠી ચલાવવા માટે નિષ્ફળ પછાડા: યુવરાજના મહાજન તોડવાના મેલા દાવ: જવાબમાં મહાજનનો મક્કમ વિરોધપત્ર: બે બોર્ડીંગો અને બે પ્રજાકીય કન્યા વિદ્યાલયો બંધ: લીંબડીમાં એક અઠવાડિયા થયા સાતમી સદીનું પોલીસ-રાજ પ્રવર્તે છે!

## લીંબડીની પ્રજા સરસ તાકાત બતાવી રહી છે

પુસ્તિકા પહેલી.

કિંમત : એક આનો

# બ્રિટિશ માલનો બહિષ્કાર કરો.

મુંબાઇએ બહિષ્કાર સપ્તાહ ઉજવ્યું. ગુજરાતભરમાં આવતી તા. ૨૧થી ૨૮ જુલાઇ સુધી ઉજવાય છે. આ સપ્તાહ માટે ખાસ બહિષ્કાર ટીકીટો તૈયાર કરવામાં આવી છે.

**ટપાલના દરેક કાગળ ઉપર**
**બહિષ્કાર ટીકીટ લગાવો**

આ બહિષ્કાર ટીકીટો જોઇએ તેટલી સૌરાષ્ટ્ર કાર્યાલયમાંથી મળી શકશે. બહિષ્કાર સપ્તાહ દરમિયાન કાઠિયાવાડમાંથી ટપાલની પેટીમાં એક પણ કાગળ બહિષ્કાર ટીકીટ વિનાનો નહિ પડવો જોઇએ.

**સુંદર પેકેટમાં પેક કરેલી ૧૦૦૦**
**બહિષ્કાર ટીકીટોના એક રૂપિયો**

જથ્થાબંધ ખરીદનારે પત્રથી પૂછાવવું. આ ટીકીટો કાઠિયાવાડના ગામેગામ વેચાવી જોઇએ. ટીકીટો સીધી મંગાવનારને વી. પી. થી મોકલવામાં આવશે.

વ્યવસ્થાપક, સૌરાષ્ટ્ર : રાણપુર

# લીંબડીમાં પોલીસ રાજ

[ તા. ૬–૭–૩૦ના રવિવારથી તા. ૧૩–૭–૩૦ના રવિવાર સુધીના એક સપ્તાહમાં લીંબડીમાં પ્રવર્તેલા પોલીસ–રાજ દરમિયાન બનેલી રોમાંચક ઘટનાઓનો અહેવાલ ]

[ અમારા ખાસ પ્રતિનિધિ તરફથી ]

હિન્દી પ્રજાએ માંડેલા આખરી મુક્તિ સંગ્રામને પરિણામે લીંબડીના રાજમહેલમાં એવો ભય પેસી ગયો દેખાય છે કે લીંબડીની ગાદી જમીનદોસ્ત થઈ જવાની છે; એટલે અમુક કારણોથી રાજકાજમાંથી જાણે ફારેગ થઈને આબુ ઉપર વસેલા ઠાકોર સાહેબ દોલતસિંહજીના ગેરહાજરીમાં લીંબડીનું રાજસુકાન સંભાળનાર યુવરાજ દિગ્વિજયસિંહે પોતાને ભયમુક્ત કરવા આંધળીયાં કર્યાં છે. ધંધુકા તાલુકામાં, જ્યાં શૂરા કાઠિયાવાડીઓ સ્વરાજ–સંગ્રામ ચલાવી રહ્યા છે ત્યાં, લીંબડીનો રાજપક્ષ સરકાર–પક્ષે કેવો હલકાઈભર્યો હિસ્સો પૂરી રહ્યો છે એ જાહેર વાત છે; એને પરિણામે ધંધુકા તાલુકા પ્રજા પરિષદમાં લીંબડીના રાજ્યતંત્રને ચેતવણી આપનારો ખાસ ઠરાવ પસાર થયો. અને લીંબડીની કલંક–કથા અનેક યુવકોએ ઉકળતી વાણીમાં જાહેર કરી એ પણ એટલી જ જાહેર વાત છે પરંતુ રાજપક્ષ ઉપર એની કશી તાત્કાલિક અસર દેખાતી નથી. એ તો એનાં આત્મવિનાશ નોતરનારાં અપકૃત્યો, ધંધુકા તાલુકામાં અને લીંબડીમાં ચાલુ જ રાખી રહ્યો છે.

## સભાબંધીનું ઝારશાહી ફરમાન

મારા આ અહેવાલપત્રમાં હું એક લીંબડીના બનાવોનું જ બયાન આપવા માંગું છું. લીંબડીના યુવરાજે, તેના ગુરુદેવ જામ રણજીતને પગલે ચાલી, ગયા મે મહિનાની આઠમી તારીખે સભાઓ અને સરઘસોની બંધી ફરમાવનારું ઝારશાહી ફરમાન કાઢેલું ફરમાનની જાહેરાત થયા પછી બીજે જ દિવસે, લીંબ-ડીના મહાજનના ૪૦ જેટલા પ્રતિનિધિઓએ યુવરાજ પાસે જઈ, પ્રજાબળનો સાચો પરિચય કરાવી એ ફરમાન રદ કરાવેલું. 'સૌરાષ્ટ્ર'મા મહાજન તરફથી, રાજમહેલમાં જ ઘડાયેલો જે ખુલાસો તા. ૨૪મી મેના અંકમાં પ્રગટ કરાવવામાં આવ્યો છે તેમાં પણ બે વસ્તુનો નીચેના શબ્દોમાં સ્વીકાર થયો છે:

'......આવી સ્થિતિમાં વસ્તુતઃ એ કાયદો રદ છે એમ અમને જણાયાથી સંતોષ થતાં અમોએ આખું જવાનું માંડી વાળ્યું હતું.

'......આ કાયદાની રૂએ કોઇને પકડવાની જરૂર પડે એવું ભાષણ થશે, તો પણ પોલીસ તેઓ નામદારને (યુવરાજને) પૂછ્યા સિવાય કોઇને પકડશે નહિ અને તેવે વખતે પોતે મહાજનના ચાર આગેવાનોને બોલાવશે અને તેઓ જો ખાત્રી આપશે કે તેવું ભાષણ ફરીને એ સખ્સ નહિ કરે, તો તેને છોડી દેશે. સરઘસ કાઢવાં હોય તો પણ છુટ રહેશે.'

આમ ખુદ મહાજનના સત્તાવાર ખુલાસામાં જાહેર થયું કે સભાઓ ભરવાની અને સરઘસો કાઢવાની છુટ છે એટલે કે પેલા ઝારશાહી ફરમાનની દફનક્રિયા થઇ ગઇ છે.

## ફરમાનની દફનક્રિયા પછી—

આમ આ રીતે ફરમાન નીકળ્યા પછી ચોવીસ કલાકમાં જ dead letter બની ગયું. પછી, લીંબડીમાં મુક્ત રીતે સરઘસો નીકળતાં, હડતાલો પડતી અને જાહેર સભાઓ ભરાતી. પંડિત મોતીલાલજી કે એવા બીજા મોટા આગેવાનો પકડાયા ત્યારે સાર્વત્રિક હડતાલ પડી; લીંબડીના અગ્રણી પ્રજાજન શ્રી. નાથાલાલ શાહ અને યુવક-આગેવાનો શ્રી. રસિકલાલ પારેખ અને ત્રીકમલાલ દોશી સાબરમતીના સ્વરાજ મહેલમાં સીધાવ્યા, ત્યારે પણ હડતાલ પડી અને જાહેર સભાઓ થઇ. આ ઉપરાંત લીંબડીમાં અનેક વેળા સરઘસો નીકળ્યાં. રાજ્યના કારભારીઓ એ જાણતા હતા અને જોતા હતા; રાજ્યના જેવું ગમતું ન હતું તે પણ તે જોઈ રહેતા. તેની સામે વાંધો લીધો નહોતો. પ્રજાજનો બબ્બે અને પાંચ હજારની જબ્બર સંખ્યામાં તેમાં ભાગ લેતા હતા. એટલે કે કાયદો દફનાઇ જ ગયો હતો, એ પરત્વે કોઇને કશી શંકા જ નહોતી.

## અમલદારોનો ઉન્માદ

પરંતુ અમુક અમલદારોને આ નહોતું પાલવતું. યુવરાજ અને કારભારીના કાનોમાં હંમેશાં ઝેરનાં ટીપાં રેડવાનું ચાલુ હતું. બીજી પાસ પ્રજાની એકતા તોડવાના પ્રપંચભર્યા પ્રયાસ પણ ચાલુ હતા. જ્ઞાતિવાર અમુક માણસોને તોડવાનું, દબડાવવાનું ચાલુ હતું. 'લીંબડીનું અત્યારનું મહાજન એ સાચું મહાજન છે નહિ, લીંબડીમાં મહાજનના નામે વણિક કોમ તરફથી રાજદ્વારી ચળવળ કરવામાં આવે છે, એવી મતલબનું લખાણ રાજમહેલમાં તૈયાર કરી જૂદી જૂદી જ્ઞાતિઓના માણસો પાસે સહીઓ લેવાનું પણ શરૂ થયું. (એ આખું લખાણ અન્યત્ર આપવામાં આવે છે.) આ ઉપરાંત અમુક માણસો મારફત એવી વાત ફેલાવવામાં આવી કે પેલું સભાબંધી અને સરઘસબંધીનું ફરમાન ફરીથી અમલમાં આવે છે, હવે સરઘસ નીકળશે તો લાઠીઓ ચલાવવામાં આવશે અને માણસોને પકડવામાં આવશે. રાજપક્ષ તરફથી આવી વાત ફેલાવનારાઓએ એમ માન્યું કે શ્રી. નાથાલાલ શાહ, રસિકલાલ પરીખ, ત્રીકમલાલ દોશી વગેરે જેલમાં ગયા છે, એટલે હવે કોઇ આવી બીક બતાવ્યા પછી સરઘસ નહિ કાઢે.

## રવિવારે સરઘસ નીકળ્યું

આથી જુવાનોમાં ખૂબ ઉશ્કેરણી ફેલાઇ. આધેડ વયના અને સમજુ એવા બીજા પ્રજાજનોમાં પણ ખૂબ ઉકળાટ થઇ રહ્યો. જુવાનોએ પોતાના મિલનસ્વાતંત્ર્યના અને વાણીસ્વાતંત્ર્યના હક્ક ઉપર રાજ્ય ફરી વાર હુમલો કરવા માંગે છે કે નહિ તે જોવા નક્કી કર્યું. રવિવારે (તા. ૧-૭-૩૦) અમેરીકાથી તાજા જ ફરેલા શ્રી. ત્રીકમલાલ શાહને અગ્રપદે રાખી જુવાનોએ સરઘસ કાઢ્યું. 'શિર જાવે તો જાવે, પર આઝાદી ઘર આવે' એ ગીતની ઘોષણા સાથે સરઘસ આખા ગામમાં ફર્યું. સરઘસ પૂરું થયું એટલે સભાસ્થાને પહોંચ્યું ત્યારે સરઘસમાં ઓછામાં ઓછું બે હજાર માણસ હતું. સરઘસની સાથે લાઠીધારી પોલીસ બહોળા મ્હોંએ ફરી રહેલા હોવા છતાં, અને ડરામણીના અને દમદાટીના જૂદા જૂદા પ્રયત્નો થયા હોવા છતાં, સરઘસ પ્રશંસનીય નીડરતાપૂર્વક અને અનુકરણીય શાન્તિથી પૂરું થયું. સરઘસ પૂરું થતાં પાંચ હજાર માણસોની જાહેર સભા થઇ. તેમાં શ્રી. ત્રીકમલાલ શાહે 'પ્રજાના પ્રાથમિક અધિકારો ઉપર કોઇ રાજસત્તાથી પણ તરાપ મારી શકાય નહિ અને એવી તરાપ પડે તો કોઇ પાણીદાર પ્રજા એ સિતમ નીચી મુંડીએ બરદાસ કરે જ નહિ' એ સૂત્ર પ્રજાને સમજાવ્યું. અપૂર્વ ઉત્સાહનાં દૃશ્યો વચ્ચે સભા પૂરી થઇ.

## કાળી રાતે ધરપકડ

આ સરઘસ અને જાહેર સભાથી દરબારી કબુતરખાનામાં ખૂબ ફફડાટ થયો. પ્રજામાં આવેલી જાગૃતિએ સત્તાધીશોની નિદ્રાને હણી નાંખી. પ્રજાને કેમ દાબી દેવી—એ પ્રકારની વિચારણા થવા માંડી. આખરે મંગળવારની રાતે ત્રણ વાગે પોલીસે (૧) ગાંધી ચીમનલાલ મોહન, (૨) કાપડીયા ધીરજલાલ ચુનીલાલ, (૩) ચુનીલાલ સુખલાલ, અને (૪) મણિલાલ મગનલાલ કોઠારીની ધરપકડ કરી. તેમને પકડીને જેલમાં લઇ ગયા. જેલમાં સવારના પહોરમાં એ ચારે ભાઇઓને પોલીસ સુપરીન્ટેન્ડેન્ટ શ્રી. નારૂભાએ ફેંસલો સંભળાવી દીધો કે 'તમારામાંથી દરેકનો રૂા. પાંચસો પાંચસો દંડ કરવામાં આવે છે.' જુવાનોએ દંડ ભરવાની તત્કાળ ના સુણાવી દીધી.

## દંડ ઉપરાંત દળવાની સજા

આ દંડ ઉપરાંત આ ચારે ભાઇઓને સવારમાં ઘઉં સાફ કરવા અને દળવા આપ્યા. આ ચારમાં ભાઇ મણિલાલની ઉમર તો માત્ર ચૌદ વર્ષની જ હતી, છતાં પણ તેમને દળવાની સજા ફરમાવવામાં આવી. પેલા ભાઇઓએ દળવા સામે સખ્ત વાંધો લીધો. પણ સત્તાના નશામાં ચકચૂર બનેલા અમલદારે એ વિરોધ ન સાંભળ્યો. તેમણે ફરમાન છોડ્યું કે 'તમારે દળવું જ પડશે. આ દીવાલોમાં અમારી આજ્ઞા ઉઠાવવી જ પડશે.' પેલા ભાઇઓએ ફરી વિરોધ કર્યો કે 'અમે ખાવા જ ઇચ્છતા નથી. ખાવું હશે તો અમારા ઘેરથી મંગાવીશું. અમારી પાસે દળવાની મજૂરી શા માટે કરાવો છો!' ફરી વાર સત્તાધીશનો હુકમ છૂટ્યો કે 'દળવું જ પડશે.' આખરે એ ચારે ભાઇઓને ફરજીઆત દળવું પડ્યું. ચૌદ વર્ષના બાળક મણિલાલને પણ ઘંટી ચલાવવી પડી. ઢાંઢળની જેમ કેદીઓ પાસે ઘંટીમાં રેતી ન પીસાવી—એટલું ઓછું રહ્યું.

### હાહાકાર, હડતાળ અને ફરીવાર સરઘસ

ચાર ભાઈઓને કાળી રાતે ઉઠાવી ગયાના ખબર ઘુંઘવાટે સવારમાં પડતાં ગામમાં હાહાકાર બોલી ગયો. આખા ગામમાં એકાએક સખ્ત હડતાલ પડી. રાજ્યની આ જોહુકમીના જવાબમાં યુવકો અને યુવતીઓએ ફરી વાર સરઘસ કાઢવાનું ઠરાવ્યું. ત્રણ હજાર સ્ત્રીપુરુષો સૌ. ચંપાબ્હેન ત્રીકમલાલ શાહની સરદારી નીચે સરઘસ રૂપે જેલ જવા ઉપડયા. જેલથી થોડે દૂર પહોંચ્યા ત્યાં લાઠીધારી પોલીસની ફોજ સાથે પોલીસ સુપરિ. મી. નારૂભા ત્યાં આવી પહોંચ્યા. તેમણે પણ હાથમાં તમંચો રાખ્યો હતો. મી. નારૂભાએ ગરાસીયા બોર્ડીંગના વિદ્યાર્થીઓને પણ લાઠીઓ આપી તૈયાર કરેલા; તેમજ ભરવાડ, કોળી વગેરે જ્ઞાતિઓમાંથી માણસોને બોલાવી લાઠીઓ આપી પોલીસનું કામ કરવા ફરજ પાડેલી-જો કે એ કોમના મોટા ભાગે આવા કામ માટે આવવા સાફ ના પાડેલી. આ બધાને લોઢાની કુંડલીવાળી મોટી ડાંગો આપવામાં આવી હતી. જાણે લીંબડીનું રાજ્ય ચાલ્યું જતું હોય અને ગમે તે ભોગે તેનું રક્ષણ કરવાની જવાબદારી મી. નારૂભા ઉપર આવી પડી હોય એવી મી. નારૂભાએ તૈયારીઓ કરી હતી.

### સરઘસને અટકાવવાના ધમપછાડા

આવી તૈયારી સાથે, જેલના દરવાજા પાસે મી. નારૂભાએ સરઘસને અટકાવવા હુકમ છોડયો. સરઘસ સરદારની આજ્ઞાને વશ બની ઉભું રહ્યું. પછી મી. નારૂભાએ ત્યાં એક લીટી દોરી અને તેની આગળ જે કોઈ જશે તેની સામે લાઠી ચલાવવામાં આવશે એમ ફરમાવ્યું અને પોતે વચમાં ખુરશી નંખાવીને બેઠા. સરઘસ દરબારી હુકમ-ભંગ કરવા માટે નહિ આવેલું, પરંતુ તે તો સરઘસબંધીના કહેવાતા ફરમાનનો ભંગ કરવા અને ચાર જુવાનોને પકડયા બદલ લોકલાગણી વ્યક્ત કરવા આવેલું. એટલે મી. નારૂભાની એક બાજુ ત્રણ હજાર શાન્ત પ્રજાજનો બેઠા અને બીજી બાજુ લાઠીધારી પોલીસ ઉભી. વચમાં ખુરશી ઉપર બેઠાં બેઠાં મી. નારૂભાએ પોતાની જ હાંસી કરાવે એવાં ઉન્માદભર્યાં વચનો બોલવા માંડયા.

### લાઠી ચલાવવાની મુરાદ

આ છતાં સરઘસની શાન્તિ અડગ હતી અને મી. નારૂભાની લાઠી ચલાવવાની મુરાદ કોઈ રીતે પાર પડતી નહોતી. એટલે તેઓ મેજીસ્ટ્રેટને ગમે તેમ સમજાવી તેની પાસેથી લાઠી ચલાવવાનો હુકમ લેવા મોટરમાં દોડયા. પણ મુન્સફ અમૃતલાલે સ્થળ ઉપર આવ્યા વિના અને સ્થિતિ નજરે જોયા વિના એવો હુકમ આપવાની સાફ ના પાડી. એટલે મી. નારૂભા બીજી વખત તેમની પાસે દોડયા અને તેમને સ્થળ ઉપર લઈ આવ્યા. મુન્સફ પણ ખુરશી નંખાવીને વચ્ચે બેઠા. નારૂભાએ તેમને ઘણી ઘણી રીતે સમજાવ્યા, પણ પેલી દોરેલી લીટીથી સરઘસ જરા પણ આગળ ન વધે ત્યાં મેજીસ્ટ્રેટ લાઠી ચલાવવાનો હુકમ કેમ આપી શકે?

### ડૉ. કેશવલાલના કોડ

આ બધો વખત મી. નારૂભાના સ્વભાવ અને વર્તને દોસ્ત બની ગયેલા તબીબી અધિકારી ડૉ. કેશવલાલ કે જે જેલ મેનેજર પણ છે તે વારંવાર હોસ્પીટલમાંથી આવતા હતા, તે નારૂભાની મદદે દોડયા. પરંતુ માજીસ્ટ્રેટે ડોક્ટરને પણ પરખાવી

દીધું કે : 'આ બધા તો મરણીયા છે. તેમને લાઠી વાગશે અને લોહી નીકળશે પછી તેમની સારવાર કરવા તમારી ઇસ્પીતાલમાં ખાટલા કેટલા છે ?' ડાક્ટર ઝાંખા પડી ચાલતા થઇ ગયા. સરઘસ આ બધું શાન્તિથી સાંભળી રહ્યું. પછી શ્રી. નારૂભા મોટર લઇને યુવરાજ પાસેથી લાઠી ચલાવવાનો હુકમ મેળવવા ઝાંવા નાખી આવ્યા. પણ તે પ્રયત્ન નિષ્ફળ ગયો. પછી માજીસ્ટ્રેટ ચાલ્યા ગયા; અને સરઘસ પણ મહાજન તરફથી મહત્વની સભા ભરાઇ હોઇ તેડું આવતાં ત્યાં ગયું. શ્રી નારૂભા હાથ ઘસતા પોતાના માર્ગે પડયા.

## પોલિસે ચલાવેલી ધોળે દિવસે લૂંટ

સવારના આઠ વાગ્યાથી અગીયાર વાગ્યા સુધી ગામલોક સરઘસમાં રોકાયું હતું. દશ વાગ્યાથી મહાજન ઉત્પન્ન થયેલી પરિસ્થિતિની વિચારણામાં બેઠું હતું. એ વખતનો લાભ લઇ, પકડાયેલા ચારે ભાઇઓને ઘેર પેલો પાંચસો પાંચસો રૂપિયાનો દંડ વસૂલ કરવા પોલીસ પહોંચી ગઇ. બધાંના ઘેર માત્ર સ્ત્રીઓ જ હતી. પુરૂષવર્ગ કાં તો સરઘસમાં અને કાં તો મહાજનની સભામાં ગયો હતો. પુરૂષની રાહ જોયા વિના પોલીસે ઓરડાનાં, પટારાનાં, પેટીઓનાં તાળાં તોડયાં અને તેમાંથી જેટલો મળ્યો તેટલો માલ ઉપાડયો. રસોઇનાં વાસણ, મીઠુંમરચું, દાણાદુણી, સીધુંસામાન પણ ઉઠાવી ગયા. આ બધો વખત શ્રી. નારૂભા મોટરમાં આસપાસ આંટા જ માર્યા કરતા હતા અને કોઇ સ્થળે સિપાઇનાં માણસો મોળપ બતાવે, તો દમ મારતા હતા.

## શ્રી. ચુનીલાલ કાપડીયાને ઘેર

લીંબડીના અતિ પ્રતિષ્ઠિત વેપારી ચુનીલાલ કાપડીયાને ઘેર કોઇ પુરૂષ નહિ હોવાથી, પોલીસનાં માણસો પુરૂષને બોલાવવાની અથવા તાળાની ચાવી મંગાવવાની તજવીજ કરતા હતા. દરમિયાન શ્રી. નારૂભા શ્રી. કાપડીયાને ઘેર ત્રણ વખત આવી ગયા અને પોલીસને ન કહેવાનાં વચન કહી ધમકાવ્યા અને છેલ્લી વાર ગમે તેમ કરીને તાળું તોડીને માલ લેવા હુકમ આપ્યો. છ-ચાર રૂપિયાના પોલીસનાં માણસો સમજતા હતા કે આવી રીતે ઘરનાં તાળાં તોડી માલ લેવાય નહિ, એ વસ્તુ કાયદેસર નથી; પરંતુ લીંબડી રાજ્યના પોલીસ સુપ્રીટે. જેવા અમલદારને કાયદાની કયાં પડી છે ? આખરે શ્રી. નારૂભાના ફરમાનથી પોલીસોએ તાળું તોડી અંદર પ્રવેશવા માંડ્યું, ત્યારે શ્રી. કાપડીઆના દીકરાઓની વહુઓએ વચમાં પડી તેમને કહ્યું કે : 'અમારાં શરીર ઉપરથી તમને પાંચસો રૂપિયાનું ઘરેણું ઉતારી દઇએ છીએ. ઘરમાં ન જાવ.' પોલીસે એ ઘરેણું લીધું અને પાછી ફરી. એ જ રીતે પોલીસે ચીમનલાલની દુકાન ઉપર જઇને તાળાં તોડયાં અને રાચ ફોડી નાખ્યા અને જેટલો લઇ શકાય તેટલો માલ લીધો.

## સગાંવહાલાંને પણ લૂંટયાં

આવી જંગલી રીતે પકડાયેલાઓની મિલકત લૂંટવા ઉપરાંત પોલીસે એ જ ઘરમાંથી બાપની, બહેનની, દીકરીની, જેની આવે તેની મિલકત પર મારો ચલાવ્યો; અને લોકોમાં ગભરાટ ફેલાવવા બધા શક્ય પ્રયોગો અજમાવ્યા. અને આ બધું શા માટે ? શ્રી. મણીલાલ મગનલાલ નામના ૧૪ વર્ષના બાળકે રાષ્ટ્રધ્વજ ઉપાડયો. ચુનીલાલ સુખલાલ સરઘસની વ્યવસ્થા

જાગવી, અને બીજા બેએ સરઘસમાં ભાગ લીધો, એ ગુન્હા માટે. યુવકોના આ કાર્યને રાજ્યે ગુન્હામાં ગણી એ ગુન્હા બદલ પ્રજાને દબાવવા પ્રજાદમન શરૂ કર્યું. આમાં ન કાયદેસર કામ લેવાયું, ન ન્યાયના નિયમો જળવાયા; બધું જહાંગીરી હુકમે, જંગલી રીતે અને સાતમી સદીની યાદ આપે તેવા પ્રકારે થયું. દેશી રાજ્યમાં, તેમાં યે લીંબડીમાં બીજી આશા પણ શી રખાય!

## દયારામ ગણેશજીને તમાચો

પોલીસે ચલાવેલી લૂંટ અને પેલા ચારે ભાઇઓ ઉપર જબરદસ્તીથી દળણું દળાવ્યાના ગુજારેલા અત્યાચારની ઘટના મહાજનના જાણવામાં આવતાં મહાજન ઉકળી ઉઠ્યું. શ્રી. ડુંગરચંદભાઇ લગડીવાળા અને નગરશેઠની આગેવાની નીચે મહાજન યુવરાજ પાસે જવા નીકળ્યું. પણ આજે યુવરાજે મનુષ્યત્વને વિસાર્યું હતું. જેમને મળવામાં મીનીટની પણ ઢીલ ન સંભવે એવા આ આગલી પ્રજાજનોને અડધો કલાક પહેલી ચોકી ઉપર ઉભેલા લાઠીધારી પોલીસોએ અટકાવી રાખ્યા અને પછી મુલાકાતની પ્રથમ મીનીટે જ યુવરાજે સત્તાનું પ્રદર્શન કર્યું! 'મેં જે કર્યું છે તે હું ફેરવવાનો નથી. રૂ. ૫૦-૫૦ રોકડા ભરી જાઓ. તે સિવાય પકડેલાને છોડાવવાનો બીજો માર્ગ નથી.' યુવરાજનો આ જવાબ સાંભળી રાજ્યના બેરખ દયારામ ગણેશજી બોલ્યા કે 'નામદાર ખુદાવિંદ યુવરાજ સાહેબ,......' દયારામ આમ 'વિનતિ' ગુજારી રહ્યા હતા, ત્યાં યુવરાજે શિરપાવ આપ્યો: 'you talk rubbish, go away!'–'કેંકી દેવા જેવી વાતો છોડો, ચાલ્યા જાવ.' દયારામ ચુપ બન્યા. આટલું બન્યા પછી મહાજન ઉઠી ગયું. પછી મહાજને આ બધી પરિસ્થિતિ સમજાવનારો એક તાર આબુ મુકામે બેઠેલા વૃદ્ધ ઠાકોર સાહેબને કર્યો, અને કેટલાક યુવકો જેલ પાસે જઇને બેઠા.

## સમાધાનના વાયરા

મહાજનના અપમાનનો આ દુઃખદ બનાવ બની ગયો તે જ વખતે વઢવાણ કેમ્પમાંથી મોટર દ્વારા શ્રી. અમૃતલાલ જીવરાજ વકીલ, વઢવાણવાળા શ્રી. તલકશી દોશી વગેરે આવ્યા અને તે સીધા યુવરાજ પાસે ગયા. તેમણે યુવરાજને આ બધી ગેરકાયદેસરની અને મૂર્ખાઇભરી જહાંગીરી છોડી દેવા સમજાવ્યા. બીજી બાજુ ગામમાં એક પડદાવાળી મોટર પણ ફરતી હતી. લોકો માને છે કે આ મોટરમાં મર્હુમ દરબારશ્રી જશવંતસિંહજીનાં વિધવા રાણી હતાં. વઢવાણ ને કેમ્પના વકીલો જ્યારે યુવરાજને સમજાવતા હતા તે વખતે જ ઉપર કહ્યાં તે રાણીસાહેબે પણ યુવરાજને કહેવરાવ્યું કે 'આ રાજ્ય મહાજનને લીધે જ, અને એને માટે જ છે.' આ બધા પછી યુવરાજે પકડેલા ચારે યુવકોને છોડી મૂક્યા ને તેમને ત્યાં લૂંટ કરી લીધેલો માલ પરત સોંપવા હુકમ કર્યો. આ હુકમનો અમલ થયો અને ઘડીભર લાગ્યું કે લીંબડી ઉપર ઝઝૂમી રહેલું વિનાશનું વાદળ વિખરાયું.

## મહાજનની નવી રચના

બુધવારનો જુલ્મકાંડ બની ગયા પછી અને તેની કહેવાતી સમાપ્તિ થયા પછી બુધવારે રાતના મહાજન સમસ્તની લીંબડીમાં વસતી તમામ કોમોની એક સભા પાંજરાપોળમાં મળી. આ સભામાં તમામ જ્ઞાતિઓના પ્રતિનિધિત્વવાળી મહાજનની એક કાર્યવાહક સમિતિ ચૂંટવાનું કાર્ય કરવાનું હતું. પણ મહાજન

પોતાનું કામકાજ શરૂ કરે તે પહેલાં તો રાજ્યના નોકરોએ–પોલીસોએ આ સભામાં ઘુસવા ધાંધલ કરવા માંડ્યું. પરંતુ પાંજરાપોળનું મકાન ખાનગી હોઈ તેઓ મકાનમાં ઘુસવામાં ફાવ્યા નહિ. છેવટ બાજુનાં ઓરડાં અને ઝાડ ઉપર ચઢીને પોલીસો બેઠા અને તેમ કરીને તેમણે મહાજનનું કામકાજ સાંભળ્યું. છેવટ આ સભા તો શાંતિથી પૂરી થઈ. મહાજને દરેક કોમોના પ્રતિનિધિત્વવાળી એક સમિતિ નીમી અને તેના હાથમાં મહાજનનો તમામ વહીવટ મૂકયો; તેમજ પાંજરાપોળનું કામકાજ ને હિસાબ વગેરે જોવાનો હક્ક પ્રજાજનને છે એવું વધારે સ્પષ્ટતામાં જાહેર કર્યું.

## યુવરાજની દમદાટી

બુધવાર આમ પસાર થયો. શાંતિ થઈ જશે એમ સૌ કોઈને લાગતું હતું. પણ ગુરૂવારે સવારે વળી પાછું વાતાવરણ બદલ્યું. યુવરાજે તમામ જ્ઞાતિઓના આગેવાનોને પોતાની પાસે બોલાવ્યા અને તેમને જણાવ્યું કે 'મહાજનના બંધારણ માટે મારી પાસે ઘણી અરજીઓ આવી છે, એટલે તેના બંધારણનો એક ખરડો મેં તૈયાર કર્યો છે.' આમ કહીને તેમણે તે ખરડો વાંચ્યો. આ ખરડામાં મહાજનના સભ્યો તરીકે ૧૯ જ્ઞાતિમાંથી કુલ ૬૫ સભ્યોને પોતે નીમેલા. આ ૬૫ સભ્યોમાં રાજ્યના જવાબદાર એવા લગભગ તમામ અમલદારોનાં નામ મૂકાઈ ગયાં હતાં અને આ યોજનામાં એક એવી ખાંચ મૂકવામાં આવી હતી કે મહાજનમાં ૧૯ જ્ઞાતિના ૬૫ સભ્યો બેસે, પણ મત આપવામાં તો કોમવાર મત ૧ પ્રમાણે ગણી કામમાં ૧૯ મત લેવાય. આ યોજનાના ઊંડાણમાં કયું તત્ત્વ છૂપાયું હતું તે આજે પ્રત્યેક લીંબડીવાસી જાણે છે, એટલે એની ચર્ચા કરવી નિરર્થક છે.

## મહાજનનો નિર્ભય જવાબ

આ ખરડો વંચાઈ રહ્યા બાદ ચર્ચા શરૂ થઈ. આ ચર્ચા વખતે વણિક આગેવાનોએ જણાવ્યું કે 'આ બંધારણ ઘડ્યું છે, તેમાં તમે જે પ્રતિનિધિઓને મૂકયા છે તે અહીં હાજર નથી. વળી જે કોમના પ્રતિનિધિઓની આમાં નીમણૂંક કરવામાં આવે તે જ્ઞાતિનાં માણસોને પૂછવું જોઈએ. આવી સ્થિતિ હોવાથી અમે વિચાર કરીને, જ્ઞાતિઓને પૂછીને અને રાજ્યે જેને નીમ્યા છે અને જે અત્યારે હાજર નથી તે ભાઈઓને પૂછીને આ બંધારણ સંબંધમાં જવાબ આપીશું.' વણિક આગેવાનોનો આ જવાબ સાંભળી યુવરાજે ફરમાવ્યું કે 'ના એ ન ચાલે. આનો જવાબ તમારે અત્યારે ને અત્યારે જ આપવો પડશે.' આમ કહી યુવરાજે પોતના મંત્રીશ્વરને હુકમ કર્યો કે 'આ લોકો તો આવા જવાબ આપી છટકી જવા માગે છે. આપણે તો કાલે ને કાલે મહાજનના આ નવા બંધારણનો ખરડો બહાર પાડી દેવો.' આ સાંભળી વણિક આગેવાનો ઊઠયા. એ વખતે ફરીથી યુવરાજે તેમનો મહાજન–સંસ્થાના આ નવા બંધારણ સંબંધમાં 'વ્યક્તિગત' અભિપ્રાય માગ્યો. આના જવાબમાં શેઠીઆઓએ કહ્યું કે 'આ નવા બંધારણથી અમને લાગે છે કે તમને અમારામાં વિશ્વાસ નથી.' આ સાંભળી યુવરાજ ઉચ્ચર્યા: 'હા, વ્યક્તિગત નહિ; પણ વાણીયાઓમાં મને ઓછો વિશ્વાસ છે. અને એટલે જ તેમના ઉપર હું અંકુશ મૂકવા માગું છું.' યુવરાજની નિર્લજ્જ વાણી સાંભળીને શેઠીઆઓ ત્યાંથી દૂર થયા.

## ખુશામતખોરોની હાજીહા

પછી પાછળ યુવરાજની હાજીહા કરે તેવા 'આગેવાનો' બાકી રહ્યા. યુવરાજે તેમનો અભિપ્રાય માગ્યો, એટલે (૧) રાજ્યના દવાખાનાના ડાક્તર મી. કેશવલાલ દવે (૨) રાજ્ય પોલીસ સુપરિ. મી. પ્રેમજી પટેલ અને (૪) રાજ્યના કૃપાપાત્ર શ્રી. દયારામ ગણેશજી એ ત્રણ ગૃહસ્થો ઊભા થયા અને તેમણે શિર નમાવ્યું : 'બાપુ, આ તો ભારે સરસ બંધારણ ઘડ્યું છે. પાંચેક વર્ષમાં તો આનાં એવાં ફળ આવશે કે એમાંથી 'પ્રજા પ્રતિનિધિ સભા' બહુ સહેલાઈથી ઉત્પન્ન થશે અને પ્રજા સુખી બની જવાની.' આમ આ નાટક પૂરું થયું. ખરી વાત તો એ છે કે લીંબડીનું સમર્થ મહાજન યુવરાજની આપખુદીને અવરોધે છે એ યુવરાજને ખૂંચે છે અને એટલા સારૂ આ માતબર મહાજન-સંસ્થાને તોડી પાડી તેના સ્થાને પોતાના હાજીહાઓને મોકલી દઈ લીંબડીમાં 'રામરાજ્ય' પ્રવર્તે છે એવો ઢોલ બજાવનારી એક મંડળી ઉત્પન્ન કરવાની માત્ર બાજી ખેલાઈ રહી છે.

## ગેઝેટનો ખાસ વધારો

ગુરૂવારે આટલી હકીકત બન્યા પછી શુક્રવારે સવારે રાજ્યે ગેઝેટનો ખાસ વધારો બહાર પાડ્યો અને તેમાં યુવરાજે યોજેલું, આજ સુધી ચાલી આવતી મહાજન સંસ્થાને ઉડાવી તેની જગ્યાએ રાજ્યને અનુકૂળ મહાજન-સંસ્થા સ્થાપનારૂં નવું બંધારણ પ્રકટ થયું. આ બંધારણ હાથમા આવતાં જ સ્થાનકવાસી અને મૂર્તિપૂજક જૈન ભાઈઓ એકઠા મળ્યા અને તેમાં ખુબ વિચારણા કરી નીચેના ઠરાવો કર્યા:

(૧) આ સાથેનું નિવેદન ( આ નિવેદન આ સાથે અન્યત્ર પ્રસિદ્ધ થયું છે તે ) રાજ્યને મોકલવું અને કોઈ પણ જૈને નવી મહાજન સંસ્થામાં જવું જ નહિ.

## ત્રણ શિક્ષણ-સંસ્થાઓ બંધ

(૨) આવી અશાન્તિના વખતે જ્યારે નાનાં બાળકોને પણ 'ઇન્કીલાબ ઝીન્દાબાદ' બોલવા માટે ટકોરવામાં આવે છે, ત્યારે આપણે આપણાં બાળકોને પણ સાચવી શકીએ તેમ નથી, વળી આપણાં બાળકોને દશ દશ રૂપિયા દંડ કરવામાં આવેલ છે, જેના કારણે તેઓ નિશાળે જતા નથી, અને નિશાળના દરવાજે લાઠીધારી પોલીસો ઊભા રહે છે, ત્યારે બોર્ડીંગના વિદ્યાર્થીઓને સાચવવા તે આપણે માટે અતિ જોખમી કાર્ય છે. માટે અત્યારે બન્ને બોર્ડીંગો તદ્દન બંધ કરી દેવી—આગળ ઉપર વાતાવરણમાં ફેરફાર થયે બીજો નિર્ણય થતાં સુધી.

(૩) આ વર્ષે કોઈ પણ જાતનાં ધાર્મિક જમણવારો કરવા નહિ.

આમ જૈન સમાજે આ ઠરાવો કરી પોતાનું નિવેદન રાજ્યને આપી, પોતાની બન્ને બોર્ડીંગોને તાળાં માર્યાં; અને તે ઉપરાંત સ્વ. શ્રી મૂળચંદ લગડીવાળાના સુપુત્રો તરફથી ચાલતું કાઠિયાવાડમાં અજોડ એવું કન્યાવિદ્યાલય પણ બંધ કરવામાં આવ્યું; કેમકે આ વિદ્યાલયની બાળાઓ સરઘસો વગેરેમાં ભાગ લે છે તેથી તે બાળાઓને હેરાન કરવાની તરકીબ પોલીસ કરી રહેલ છે. આમ લીંબડીની શોભારૂપ કેળવણી સંસ્થાઓને તાળાં વસાયાં છે.

## રાજરત્નની નીડર વાણી

ઉપર પ્રમાણે ગુરુવારનો બનાવ બની ગયા બાદ યુવરાજે વળી એક નવો પાસો ફેંક્યો. રાજરત્ન શ્રી ઉગરચંદભાઈને એક અમલદાર દ્વારા પોતાની પાસે બોલાવ્યા. પણ શ્રી. ઉગરચંદભાઈની તબીયત સારી નહિ હોવાથી તે યુવરાજ પાસે જઈ શક્યા નહિ. એટલે યુવરાજે ફરી અમલદારને તેમની પાસે મોકલી કહેવરાવ્યું કે: 'આવતી કાલે શનિવારે નવી મહાજન સંસ્થા ખુલ્લી મૂકવાની ક્રિયા યુવરાજ કરશે તે સભાનું પ્રમુખસ્થાન આપ લ્યો.' આ શબ્દો સાંભળી વિનમ્ર અને અતિ સહનશીલ એવા શ્રી. ઉગરચંદભાઈનું અંતઃકરણ વલોવાઈ ગયું. લીંબડીની હાલની પરાપૂર્વથી ચાલી આવતી અને રાજ્ય તથા પ્રજાની સુન્દર સેવા કરી રહેલી મહાજન સંસ્થાને દફનાવવાના ક્રૂર નિંદ્ય કાર્યનો હાથો બનાવવાની અધમ પ્રવૃત્તિમાં મોખરે ઉભવાનું કહેણ યુવરાજ પોતાને મોકલાવે છે, એ વસ્તુ સમજી જઈ શ્રી. ઉગરચંદભાઈએ આ સંદેશો લાવનાર અમલદારને અતિ સ્પષ્ટતાપૂર્વક ના સંભળાવી દીધી. શ્રી. ઉગરચંદભાઈના જવાબ આ અર્થનો હતો: 'માતાના અંત્યેપાતમાં પુત્રની ભાગદારી ન હોય!'

## નવી મહાજન-સંસ્થા ખુલ્લી મૂકવાની ક્રિયા બંધ

પછી શનિવારનું સવાર પડ્યું, અગીયાર વાગ્યે યુવરાજે બોલેલા નવા મહાજનની સભા મળી. વણિક આગેવાનોએ તો પોતાનો અભિપ્રાય યુવરાજને લખી મોકલેલો. એટલે તેમાંનો કોઈ આ સભામાં હાજર ન હતો. 'નવા મહાજન'ના 'સભ્યો' ઉત્સુકતાથી સભાનો વિધિ જોવા અતિ ઉત્સુક બની ગોઠવાઈ રહ્યા હતા. પણ યુવરાજ બીજી જ ઉપાધિમાં પડ્યા હતા. તેમણે વળી આગેવાનોને તેડાવ્યા. બે કલાક ચર્ચા ચાલી, આ વખતે વણિક આગેવાનોએ રાજ્યની લૂંટણ અને જૂલમનીતિથી માંડીને તે છેલ્લા સરઘસ ને પકડાપકડી ને પોલીસની હેવાનીયત સુધીના બનાવો કહી રાજ્યની બૂરી નીતિની ઝાટકણી કાઢી અને મહાજનના કામમાં રાજ્યને વચ્ચે પડવા કશી યે જરૂર નથી, તેમ કરવા રાજ્યને કશો યે હક્ક પણ નથી તેમ સ્પષ્ટ રીતે સુણાવ્યું. વણિક આગેવાનો અને યુવરાજ વચ્ચે જ્યારે આ ગરમાગરમ ચર્ચા થતી હતી ત્યારે પેલું 'નવું મહાજન' પાસેના હોલમાં હવા ખાતું હતું. છેવટ ત્રણ કલાક વાટાઘાટ ચાલ્યા બાદ ત્રણ દિવસ 'નવી મહાજન સંસ્થા' 'મુલતવી' રાખ્યાનું જાહેર કરી યુવરાજ ઉઠયા! આમ લીંબડીનો ભાવિ રાજા પોતાના હાથે એક પછી એક ગંભીર ભૂલો કરી, પ્રજાને છંછેડી રાજ્યસંસ્થાના પાયામાં કાચો પારો ભરી રહ્યો છે.

## હાઇસ્કુલ પોલીસના કબજામાં

હવે છેલ્લી વાત લીંબડીના સરસ્વતી મંદિરોની—યુવરાજે થોડા દિવસ પહેલાં બોર્ડીંગોના કાર્યવાહકોને બોલાવી હુકમ કરેલો કે 'જે બોર્ડીંગના વિદ્યાર્થીઓ સભાઓ અને સરઘસોમાં ભાગ લેશે તે બોર્ડીંગને અમે તાળાં મારીશું.' આ વાતચીત પછી ગયા મંગળવારે પેલા ચાર યુવકોને પોલીસે પકડ્યા ત્યારે ગામના ૧૬૫ વિદ્યાર્થીઓ શાળામાં ગયેલા નહિ. જો કે બન્ને જૈન બોર્ડીંગના વિદ્યાર્થીઓ તો શાળામાં ગયેલા. બીજે દિવસ પેલા ૧૬૫ વિદ્યાર્થીઓ હાઇસ્કુલમાં ગયા ત્યારે હેડમાસ્તર મી. પંડ્યાએ બે ૧૬૫ બાળકોના દશ દશ રૂ. દંડ કર્યો. તેમજ આ

હાઇસ્કુલ આગળ ૧૦ લાઠીધારી પોલીસનો ખડો પહેરો ગોઠવાયો. પરિણામે સ્વમાનભંગ કરનારા હેડમાસ્તરના પગલાના વિરોધ તરીકે ૧૬૫ વિદ્યાર્થીઓએ શાળા છોડી શાળામાંથી બહાર નીકળી એ વિદ્યાર્થીઓ સરઘસ રૂપે ગામમાં ફર્યાં. બીજી બાજુ બન્ને જૈન બોર્ડીંગના કાર્યવાહકોએ અશાન્ત વાતાવરણને લીધે બન્ને બોર્ડીંગો બંધ કરી છે અને અહીં સ્થિતિ ન સુધરે તો બીજે કોઇ સ્થળે બાળકો માટે બોર્ડીંગો ઉઘાડવાની તજવીજ કરવા માંડી છે તેમજ લીંબડીના નાક સમી 'મૂળચંદ જીવરાજ કન્યા વિદ્યાલય' અને 'હરખચંદ ઝવેર કન્યાશાળા' નામની બે કન્યા કેળવણી સંસ્થાઓ ચાલતી હતી તેને પણ કાર્યવાહકોએ તાળાં માર્યાં છે. આ બન્ને શાળાઓની બાળાઓ સભાઓ ને સરઘસોમાં ભાગ લ્યે છે તેની સામે પોલીસ કરડી નજરથી જુએ છે, તેના વિરોધ તરીકે આ પગલું લેવાયું છે. આમ આજે લીંબડીમાં સરસ્વતી મંદિરોને તાળાં વસાયાં છે ને લાઠીધારી પોલીસોને હાઇસ્કુલનો કબજો સોંપાયો છે.

## આબરૂદાર ગૃહસ્થો ગામ છોડે છે

શાળાઓની ઉપર મુજબ સ્થિતિ થઇ છે, જ્યારે બીજી બાજુ ગામના સુખી ને શ્રીમંત તેમજ આબરૂદાર શહેરીઓમાં મોટો અસંતોષ ફેલાયો છે. કેટલાક ગૃહસ્થો પોતાની માલમત્તા સુરક્ષિત સ્થળે ખસેડવા માંડયા છે અને ઘણાએ તો બીજે જઇ વસવાનો નિરધાર કર્યો પણ છે. આમ લીંબડીમાંથી સારા સારા આસામીઓ લીંબડીના યુવરાજના સ્વચ્છંદી ને તરંગી અમલથી કંટાળી અને લીંબડીના પોલીસ રાજ્યથી ત્રાસી બીજે સ્થળે ચાલ્યા જાય છે. આવી ગંભીર પરિસ્થિતિ ઉભી થઇ હોવા છતાં અમલદારોના ઉન્માદને ઓટ ન આવી હોય એમ લાગે છે. તેઓ બોલતા સંભળાય છે કે: 'વાણીયાઓ કાવતરૂં રચે છે. તેઓ ભલે ચાલ્યા જાય. તેમનાં મકાન સાથે લઇ જવાના છે?' એટલે કે અમલદારોને હજી કંઇ કંઇ કોડ લાગે છે!

## લીંબડીની પ્રજાને

રવિવાર (તા ૧૩-૭-૩૦) સુધીની આ પરિસ્થિતિ છે. લીંબડીના વૃદ્ધ ઠાકોર સાહેબના જીવનના સંધ્યાકાળે તેમના યુવરાજ અને પાસવાન અમલદારોએ લીંબડીનું નામ કાઠિયાવાડના ઇતિહાસમાં કાળા અક્ષરોએ નોંધાય એવાં કૃત્યો કરવા માંડયા છે. આ કૃત્ય-પરંપરાનો અંત એક જ માર્ગે આવી શકશે: અને તે એ કે લીંબડીની બહાદૂર પ્રજાએ પોતાનું ઝવેરાત જગતના ચોકમાં ખડું કરવું પડશે; લીંબડીના પ્રત્યેક યુવાને અને યુવતીએ, પ્રત્યેક શહેરીએ પોતાના શહેરી હક્કોની અને સ્વમાનની રક્ષા કરવા છેલ્લી કોટિના જૂલ્મો બરદાસ કરવા તૈયાર થવું પડશે. આજે લીંબડીનો પ્રજા-વર્ગ જે બળ બતાવી રહ્યો છે લીંબડીનું મહાજન જે ઠંડી તાકાત બતાવી રહ્યું છે તેથી રાજ-મહેલના સત્તાંધ માનવીઓનું સત્તાઘેન ઉતરીજ રહ્યું છે. એ ઘેન પૂરેપૂરૂં ઉતારવું રહે છે. લીંબડીની પ્રજા છેવટ સુધી એ તાકાત બતાવો! પ્રભુ સર્વને સદ્બુદ્ધિ પ્રેરો!

# મહાજનને તોડવાના યુવરાજના દાવ

[ આગળ અપાયેલા અહેવાલમાં એક વાત સ્પષ્ટ તરી આવે છે : અને તે એ કે યુવરાજ લીંબડીના સમર્થ મહાજનને તોડી પાડવા અનેક જૂદા જૂદા પાસાઓ નાંખી રહ્યા છે. (૧) તેમણે પહેલો દાવ, પોતા તરફથી મહાજન સામેની એક અરજી તૈયાર કરી, તેના ઉપર જૂદી જૂદી જ્ઞાતિઓના આગેવાનોની સહીઓ લેવાનો ફેંક્યો. પરંતુ જ્ઞાતિના આગેવાનોએ સહી આપવા ના પાડી, પોતાને મહાજન સામે કંઇ કહેવાનું નથી એમ સ્પષ્ટ કહ્યું. પરંતુ યુવરાજને તો, એ બધા પછી પણ, પેલી અરજી ઉપર સહીઓ જ જોઇતી હતી. એટલે તેણે પોલીસોને દોડાવીને સહીઓ મેળવી. એ અરજી 'રાજ્યે ઘડેલી અરજી' એ મથાળા નીચે આ નીચે આપવામાં આવે છે. (૨) આ અરજીને આધારે યુવરાજે ગેઝેટનો ખાસ વધારો બહાર પાડી નવું મહાજન નીમ્યું. એ હુકમ 'રાજ્યનો હુકમ' એ મથાળા નીચે આ નીચે આપવામાં આવે છે. (૩) યુવરાજની આ જહાંગીરી સામે પ્રજાના નવ આગેવાનોએ સચોટ ભાષામાં સખ્ત વિરોધ જાહેર કર્યો છે. એ વિરોધપત્ર 'પ્રજાકીય વિરોધ' એ મથાળા નીચે આ નીચે આપવામાં આવે છે. ]

## (૧)

## રાજ્યે ઘડેલી અરજી

### નેક નામદાર ખુદાવિંદ યુવરાજશ્રીની હજુરમાં, લીંબડી.

અમો નીચે સહીઓ કરનાર લીંબડીની..........જ્ઞાતિના અગ્રેસરોની નમ્રતાપૂર્વક અરજ એ છે જે હાલ કેટલાએક વખત થયાં તળપદ લીંબડીમાં મહાજનના નામે વણિક કોમ તરફથી રાજદ્વારી ચળવળ કરવામાં આવે છે, તેમાં, તથા બીજી કેટલીક પ્રવૃત્તિઓમાં, મહાજનના નામે જે કાંઇ હિલચાલ થાય છે તે ગેરવાજબી છે; કારણ કે મહાજનના નામે થતી પ્રવૃત્તિમાં દરેક કોમના આગેવાનની સંમતિ જોઇએ અને જે જે કોમમાં તેવી સહુ જ્ઞાતિની સંમતિ ન હોય તે તે કાર્ય લીંબડીની પ્રજા-મહાજન તરફથી થયાનું ગણી શકાય નહિ.

હાલમાં વાણિક જ્ઞાતિના ગૃહસ્થો કેટલીક ચળવળો કરે છે અને તેને મહાજન તરફથી ચળવળ થતી હોવાનું સ્વરૂપ આપે છે, જ્યારે વસ્તુતઃ એક જ જ્ઞાતિની સ્વેચ્છાથી તેવાં કાર્યો કરવામાં આવે છે. આ પરિસ્થિતિ સામે સ્પષ્ટ અને આગ્રહપૂર્વક વાંધો અમે જાહેર ન કરીએ, તો પરિણામે બીજી સર્વ જ્ઞાતિની વર્તણુંક વિષે ખોટો ખ્યાલ બંધાય તેમને કઢંગી સ્થિતિમાં મૂકવાનો પ્રસંગ પ્રાપ્ત થવા સંભવ છે. તદઉપરાંત આવી ચળવળ બીજી જ્ઞાતિ પોતાની આર્થિક તથા બીજી રીતે ઘણી જ નુકશાનકારક માને છે, જેથી અરજ કરવાની કે જ્યારે જ્યારે આવી રીતે મહાજન એટલે લીંબડીની પ્રજા સમસ્તના નામથી કાંઇ પણ ચળવળ અગર અરજ હેવાલ કરવાનો હોય ત્યારે સર્વે જ્ઞાતિના આગેવાનોને બોલાવી સંમતિ મેળવ્વ. સિવાય કાંઇપણ હિલચાલ હવે પછી કોઇએ જ્ઞાતિ તરફથી થાય નહિ એવો બંદોબસ્ત થવા નમ્ર અરજ છે.

ઉપર અરજ કર્યા મુજબ મહાજન શબ્દમાં લીંબડીની સમગ્ર પ્રજાનો સમાવેશ થાય તેવી વ્યાખ્યા સ્પષ્ટ રીતે નક્કી થવા

અરજ છે. અને મહાજનનાં નામે જે સંસ્થાઓનો વહીવટ થતો હોય તેમાં ઉપર મુજબ દરેક જ્ઞાતિ તરફથી નક્કી થયેલ આગેવાનોને પ્રતિનિધિત્વ મળે તેવો બંદોબસ્ત કરાવી આપવા નમ્ર વિનતિ છે.

(૨)

## રાજ્યનો હુકમ

લીંબડી, તા. ૧૦મી જુલાઈ, સને ૧૯૩૦

હ. હુ. નં. ૩૮

લીંબડી શહેરમાં વસતી કેટલીક કોમોએ રૂબરૂ તથા લેખિત રાજને એવી અરજ કરેલી છે કે હાલમાં લીંબડીના મહાજન સમસ્તના નામથી કેટલીક પ્રવૃત્તિઓ કરવામાં આવે છે કે જેની સાથે તેઓના જ્ઞાતિઓ સંમત નથી. તેવી જ્ઞાતિઓએ તેટલા માટે મહાજન શબ્દની વ્યાખ્યા નક્કી કરાવવા તથા એક જવાબદાર તથા સત્તાવાર મંડળ સ્થાપિત કરવા માટે માગણી કરેલી છે કે જે મંડળ ભવિષ્યમાં જરૂર પડે ત્યારે મહાજન સમસ્તના નામથી તમામ કામકાજ કરી શકે.

રાજને પણ જણાયું છે કે આવું જવાબદાર મંડળ સ્થપાય તો સામાન્ય લોકહિત વધારે સચવાશે. તેથી નીચે મુજબનું બંધારણ કરવામાં આવે છે. લીંબડી મહાજન સમસ્ત એ શબ્દમાં લીંબડી શહેરમાં વસતા દરેક યોગ્ય વયના પુરૂષનો સમાવેશ થાય છે પરંતુ તેવા દરેક શહેરીની સાથે વ્યક્તિગત કામ લેવાનું અસંભવિત હોઈને આખા મહાજન તરફથી તથા મહાજનના નામથી કામ કરવા માટે તેમજ સત્તાવાર પોતાનો અવાજ બહાર પાડવા માટે આ સાથેના લીસ્ટ મુજબની ૧૯ જ્ઞાતીઓના પ્રતિનિધિઓને લીંબડી મહાજન સમસ્તના "મહાજન મંડળ" તરીકે નીમવામાં આવે છે. મહાજન મંડળની સભાઓમાં દરેક પ્રતિનિધિને ચર્ચા કરવાનો તથા પોતાના વિચારો રજૂ કરવાનો હક્ક રહેશે. પરંતુ મત (વોટ) આપવામાં જ્ઞાતિવાર એકમત ગણાશે એટલે કે આ સાથેના લીસ્ટમાંની ૧૯ જ્ઞાતિઓના ૧૯ મત કુલ ગણાશે; અને "મહાજન મંડળ"ની પ્રત્યેક સભામાં ૧૦ જ્ઞાતિઓ ઓછામાં ઓછી જે તરફ મત આપશે તે ઠરાવ પસાર થયેલો ગણાશે. અમુક જ્ઞાતિના પ્રતિનિધિઓમાં અંદરોઅંદર મતભેદ થાય તો તે પ્રતિનિધિઓની બહુમતીવાળો ઠરાવ તે તે જ્ઞાતિનો મત ગણાશે. અમુક જ્ઞાતિના પ્રતિનિધિઓમાં સરખા મત બે બાજુ પડે તો તે જ્ઞાતિનો મત રદ થયેલો ગણાશે.

મહાજનમંડળના બધા સભ્યોની સભા વખતો વખત બોલાવવાનું અગવડતા ભરેલું થાય તેટલા માટે જ્ઞાતિવાર એકેક સભ્યની બનેલી એક "કાર્યવાહક કમીટી"ની ચૂંટણી મહાજન મંડળે કરવી, એટલે કે પ્રત્યેક જ્ઞાતિના મહાજનમંડળના સભ્યોએ પોતાની જ્ઞાતિ તરફનો કાર્યવાહક કમિટિનો એક સભ્ય ચૂંટી કાઢવો. આ પ્રકારની કાર્યવાહક કમિટિ મહાજનમંડળની વ્યવસ્થાપક કમિટિ ગણાશે, તથા મહાજનમંડળની બહાલી મેળવીને અગર બહાલીની શરતે મહાજનના નામથી તમામ કામકાજ કરી શકશે. મહાજનમંડળે એકત્ર થઈને પોતાનો કાયમી પ્રમુખ તથા સેક્રેટરી ચૂંટી કાઢવા અને તેવા ચૂંટાયલા પ્રમુખ તથા સેક્રેટરી હોદ્દાની રૂએ કાર્યવાહક કમીટીના પ્રમુખ તથા સેક્રેટરી ગણાશે. કોઈ પણ જરૂરિયાત અગર તુરત કરવાનું

...ન ઉપસ્થિત થાય તો કાર્યવાહક કમીટી મહાજન મંડળની બહાલી મળતાં પહેલાં કરી શકશે તથા રાજ્યમાં મહાજન તરીકે અરજ કરી શકશે.

રાજ્યમાં કોઇ પણ અરજ કરવાની હોય ત્યારે બની શકે ત્યાં સુધી બધી જ્ઞાતિઓના પ્રતિનિધિઓને હાજર રખાવવા પ્રયત્ન કરવો. પરંતુ કોઇ સંજોગોમાં ન બની શકે તો જ્ઞાતિઓની બહુમતિનું પ્રમાણ જળવાય તેટલા સભ્યોની એટલે ઓછામાં ઓછા દશ જ્ઞાતિઓની અવશ્ય હાજરી તેવે વખતે હોવી જોઇએ.

લીંબડી શહેરમાં હડતાળ અગર પાખી પાડવાનો ઠરાવ મહાજનની કાર્યવાહક સમિતિના બહુમતીથી કરવો એટલે કે આ સાથેના લીસ્ટ મુજબની જ્ઞાતિઓની બહુમતીથી થયેલ હશે તો જ તે કાયદેસર હડતાળ અગર પાખી ગણાશે. હિન્દુ, મુસલમાન અગર જૈન કોમના ધાર્મિક તહેવારોની પાખીઓ પાડવા માટે તથા મહાજનના ફંડમાં અમુક રકમ આપનારના સ્મરણાર્થે પાખીઓ પાડવા માટેના ધારાધોરણ મહાજન મંડળે નવેસરથી પસાર કરવા.

આ સાથેના લીસ્ટ મુજબની જ્ઞાતિઓ પૈકી ઓછામાં ઓછી ૩ ત્રણ જ્ઞાતિના પ્રતિનિધિઓ અથવા તો કાર્યવાહક સમિતિના ૪ સભ્યોની લેખિત માગણી રજૂ થાય તે વખતે સેક્રેટરીએ મહાજન મંડળ અથવા કાર્યવાહક સમિતિની અનુક્રમે મીટીંગ બોલાવવી તે ફરજીઆત ગણાશે.

મહાજન મંડળનું તથા કાર્યવાહક કમિટિનું કામકાજ બરાબર ચલાવવા માટે તથા આ ઠરાવનો અમલ અમલમાં લાવવા માટે આ ઠરાવના કોઇપણ લખાણથી વિરૂદ્ધ ન હોય તેવા પેટા નિયમો ઘડવાની કાર્યવાહક કમિટિને સત્તા રહેશે તથા તેવા પેટાનિયમો મહાજન મંડળમાં પસાર કરાવીને તેવા પેટા નિયમોને આ ઠરાવના ભાગ તરીકે ગણીને તે પ્રમાણે અમલ કરી શકાશે.

તા. ૧૦-૭-૩૦ ત્રિભોવનદાસ જ. રાજા

ફેર મુખ્ય કારભારી, સં. લીંબડી

## લીંબડી શહેરના નાતવાર આગેવાન શહેરીઓના નામનું લીસ્ટ

### કણબી

પ્રેમજીભાઇ પટેલ (અમલદાર)
હરખા મોતી
ગાંગા નાનજી
પરશોત્તમ હરિ
મગન બેચર

### કુંભાર

મશાલા ધના
ભવાન ગોવિંદ

### ખત્રી

દયારામ ગણેશજી
દામોદર વાલજી

### બોરા

રહેમતુલ્લા અલીભાઇ
ભીમજી નથુ

### કંસારા

મગન કરશન
ડુંગર બેચર
ત્રિભોવન લખુ

### ગરાસીઆ

રાણાશ્રી નારસિંહજી (અમલદાર)
માલજીભાઇ મેરૂજી
મેઘજીભાઇ બેંગારજી

### ઘાંચળા

હરજી મકન (માસ્તર)
બાવલ પુંજા

### દેરાવાસી જૈન

મણીલાલ કેસરી
ભગવાનલાલ હરખચંદ
વ્રજલાલ ત્રીભોવન

ચત્રભુજ સદેરચંદ

ડુંગરશી લાલચંદ (રિટેર્ડ પેન્શનર)

**બ્રાહ્મણ**

ડૉ. કેશવલાલ (અમલદાર)

વૈદ જેઠારામ નાગજી

દુર્ગાશંકર આચારજ

શિવશંકર કાશીરામ દવે

રેવાશંકર જગન્નાથ ભટ

જયશંકર છગનલાલ

ધનેશ્વર નાગેશ્વર ભટ્ટ (અમલદાર)

પ્રાણજીવન છગનલાલ (અમલદાર)

દેવલાલજી જગજીવન (અમલદાર)

**ભરવાડ**

જગમાલ વાલા

રામ કમરા

**મુસલમાન**

આદમીયાં છાપખાનાવાળા

અલુ ઘાંચી

સાલમભાઇ જમાદાર (અમલદાર)

**મોચી**

વાલજી ડાયા

નારણ રામજી

**મોઢ વાણીઆ**

ચીમનલાલ કેજમશી

અથવા

શાન્તિલાલ કેજમશી

શિવલાલ મગન

અથવા

હરિલાલ મગન

**સઇ-સુતાર**

લાલજી વિઠ્ઠલ દરજી

જગજીવન કલ્યાણજી

વીરજી રામજી

જીવણ જસરાજ

શામજી મેઘજી

ગોવિંદ મુળજી

**લુહાર-સંઘાડીયા**

મોહન ભવાન સંઘાડીયા

ગગા શામજી લુહાર

મથુર ખુડા લુહાર

**વોરા**

રજબઅલી મુલ્લામીયાંજી

મોહમદઅલી કરીમજી

કમરૂદીન રાજભાઇ

**સતવારા**

વાલજીભાઇ છગનલાલ

ગોરધન ગગા

ગંગારામ માવજી

રાજા કાના

પુંજા નારણ

**સોની**

ઓધડ કુબેર

જગજીવન દયાળ

ચકા ઇચ્છારામ

**સ્થાનકવાસી જૈન**

સુખલાલ ચત્રભુજ

લાલચંદ ડુંગરશી

ઉગરચંદ મૂળચંદ

ડુંગરશી ગુલાબચંદ

ત્રિભોવનદાસ છગનલાલ

(૩)

# પ્રજાકીય વિરોધ

## લીંબડી સ્ટેટના મહેરબાન કારભારી સાહેબની હજુરમાં,

જનાબમાં અમો નીચે સહી કરનારની માનપૂર્વક અરજ એ છે કેઃ—

(૧) તા. ૧૦-૭-૧૯૩૦ નો લીંબડી દરબારી ગેઝેટમાં પ્રસિદ્ધ થયેલ હ. હુ. નં. ૭૮નો ઠરાવ અમે અમારા સંઘો પાસે રજૂ કરી તેમણે કરેલ નિર્ણય મુજબ આ અરજ કરીએ છીએ; અને સદરહુ ઠરાવ તેમણે ભય અને વિસ્મયતાની લાગણીથી વાંચ્યો છે એમ તેમના તરફથી જાહેર કરીએ છીએ.

(૨) લીંબડી શહેરમાં મહાજન સમસ્તના નામથી થતી કઇ કઇ પ્રવૃત્તિઓમાં, કઇ કઇ જાતિ અને તેના કયા કયા સભ્યો સંમત નથી એ અમો કાંઇ જાણતા નથી અને એવી કોઇ લેખિત અરજી કે રૂબરૂ ફરિયાદ રાજ્યને થયાનું પણ અમારા જાણવામાં નથી. તેમજ તેવી લેખિત અરજી મહાજનને કદી બતાવવામાં આવી નથી. તેમજ કોઇ જ્ઞાતિના કોઇ પણ સભ્યે અહીંની કોઇ પણ પ્રવૃત્તિ સામે હજુ લગી વાંધો ઉઠાવ્યો નથી, તેમજ તેવો વાંધો મહાજન પાસે જાહેર કરવામાં આવ્યો નથી.

(૩) 'મહાજન' અને 'મહાજન સમસ્ત' એ શબ્દોની વ્યાખ્યા કરવાની કાંઇ જરૂર છે નહિ. તે શબ્દના અર્થ આખી

લીંબડીની પ્રજાની જાણમાં છે. તેથી રાજ્યને તે વ્યાખ્યા કરવાની જરૂર નથી.

(૪) મહાજન અને મહાજન સમસ્તનું કામ વર્ષો થયાં નહિં પણ ઉત્તરોત્તર પેઢીયો થયાં અત્યંત પ્રેમથી, સંપથી અને દરેક જ્ઞાતિના અને તેના દરેક સભ્યના સહકારથી સુંદર રીતે ચાલે છે. અને તેથી આવા મંડળોની નીમણુંક અગર ફેરબદલી વગેરે બાબતમાં સ્ટેટને દખલગીરી કરવાની કોઇ જાતની જરૂરિયાત નથી અને આવી રીતે કોઇપણ જાતના સંગીન કારણ સિવાય સ્ટેટ તરફથી આવી જૂની સંસ્થાઓમાં દરમિયાનગીરી કરવામાં આવે તેથી હાલના જમાનામાં લીંબડીના સ્વમાન ધરાવનારા તમામ શહેરીઓની લાગણી સ્વભાવિક રીતે દુઃખાય તેમ આપ સાહેબ પણ કબૂલ કરશો.

(૫) મહાજન તથા જ્ઞાતિની સંસ્થાઓ સ્વયંભૂ જમાનાઓ થયાં ઉભી થઇ છે અને તેમાં સ્ટેટને દરમિયાનગીરી કરવા હક્ક નથી. ઉપર મુજબ હકિકત હોઇ અમે જૈન જ્ઞાતિને આપ સાહેબ તરફથી બહાર પાડવામાં આવેલ બંધારણ કબૂલ નથી; અને એવા બંધારણની રૂએ કોઇ પણ કમીટીમાં અમો બેસવા રાજી નથી; એમ અમો આપ સાહેબને માનપૂર્વક જાહેર કરીએ છીએ.

(૬) સદરહુ ઠરાવમાં નવા બંધારણની રૂએ થયેલા નવા 'મહાજન સમસ્ત'ની સંસ્થાની કાર્યપદ્ધતિ બાબત અમો મૂળ ઠરાવ સામે અમારો વાંધો હોઇ કાંઇ સમાલોચના આ અરજીમાં કરતા નથી.

(૭) હડતાલ અને પાખી પાળવા માટેના હાલ જે વણલખ્યા કાનૂનો છે તેથી બરોબર કામ ચાલે છે. પાંજરાપોળમાં રૂા. ૨૦૦ કોઇ શખ્સ મરણ પ્રસંગે મોકલાવે ત્યારે પાંજરાપોળના મુનીમ તરફથી પાખી પાળવાનું કહેવામાં આવે છે બીજા તહેવારોમાં પણ કઇ કઇ તારીખે પાખીઓ પાળવી એ નક્કી થયેલ છે. અને તેને માટે કોઇ ધારાઓ ઘડવાની આવશ્યકતા અમોને કદિ જણાતી નથી, અને હાલના રાષ્ટ્રીય પ્રસંગે સ્વયંસેવકો હડતાલ પાડવા માટે પ્રજાને વિનવે છે અને પ્રજા રાજીખુશીથી તે પ્રમાણે હડતાલ પાડે છે. હડતાલ પ્રજાનો દરેક શખ્સ પોતાની રાજીખુશીથી પાડે છે અને તેમાં કોઇને કોઇ તરફથી ફરજ પાડવામાં આવતી નથી, અને હડતાલ પાડવા બાબતના ધારા બીજા કોઇ રાજ્યમાં કે બ્રિટિશ હિન્દુસ્તાનમાં કોઇ જગ્યાએ હોવાનું અમારી જાણમાં નથી.

૮. છેવટ અમે આપ નામદારને અને નામદાર યુવરાજશ્રીને અમારી વર્ષો થયાં ચાલતી સંસ્થાઓમાં કોઇ જાતની દરમિયાનગીરી નહિ કરવા માનપૂર્વક છતાં પણ આગ્રહ સાથે પ્રાર્થના કરીએ છીએ.

(૯) સદરહુ ગેઝેટમાં 'સ્થાનકવાસી' અને 'દેરાસરવાસી' જૈન વચ્ચે જે તફાવત બતાવવામાં આવે છે તેવો કોઇ તફાવત અમારી મહાજનની સંસ્થામાં નથી, તે હકિકત અમો આપ નામદારના ધ્યાન ઉપર મૂકીએ છીએ.

લીંબડી: ૧૨ : ૭ : ૧૯૩૦:

મણિલાલ કેસરીચંદ
ભગવાનલાલ હરખચંદ
વ્રજલાલ ત્રિભોવનદાસ

ચત્રભુજ લહેરચંદ
સુખલાલ ચત્રભુજ શેઠ
લાલચંદ ડુંગરશી
ઉગરચંદ મૂળચંદ
ડુંગરશી ગુલાબચંદ

ત્રિભોવનદાસ છગનલાલ

* તા. ક. ઉપરની સહીઓ ગેઝેટમાં છપાયેલા દશ આગેવાનોમાંથી નવની છે. જે એક આગેવાનની સહી નથી થઇ, તે રાજ્યના પેન્શનર છે. છતાં તે નવા કહેવાતા મહાજનમાં હાજરી તો નથી જ આપવાના.

મુદ્રક : હ. મ. પંડ્યા, સૌરાષ્ટ્ર મુદ્રણાલય, ગ્રીન રોડ, રાણપુર. પ્રકાશક : કકલભાઇ કોઠારી,
પ્રાન્તિક મંત્રી, અ. હિં. રા. પ્રજાપરિષદ, રાણપુર.

# આટલું અવશ્ય કરજો

¶ 'સૌરાષ્ટ્ર' બંધ થયું; પરંતુ 'સૌરાષ્ટ્ર મુદ્રણાલય' ચાલે છે. એ ચાલતું રાખવાની પાછળ એક જ ઉદ્દેશ છે: અને તે એ કે 'સૌરાષ્ટ્ર'નું કાર્યવાહક મંડળ, એક જ છાયા નીચે, એક કુટુમ્બ-સંઘ રૂપે, એકત્ર રહે.

¶ 'સૌરાષ્ટ્ર'ના પ્રત્યેક મિત્ર, શુભેચ્છક અને પ્રેમીને વિનતિ છે કે તેને પોતાને નાનું મોટું જે કંઇ છાપકામ કરાવવું હોય, તે 'સૌરાષ્ટ્ર'ને જ મોકલે; તેના મિત્રમંડળમાંથી જેને કાંઇ છાપકામ હોય તે પણ તેની પાસે 'સૌરાષ્ટ્ર'ને જ મોકલાવે.

¶ 'સૌરાષ્ટ્ર' મુદ્રણાલયને માસિક ત્રણ હજારનું છાપકામ જોઇએ. 'સૌરાષ્ટ્ર'ના દશ હજાર ગ્રાહકો અને એથી અનેકગણા વાચકો અને મિત્રો ધારે તો 'સૌરાષ્ટ્ર'ને એટલું કામ મોકલવું એ સાવ સહેલી વાત છે. એ કહેવાની જરૂર નથી કે મુદ્રણકામ બીજા મુદ્રણાલયો કરતાં કીફાયત, છતાં સફાઇદાર અને મુકરર વખતમાં થશે.

**'સૌરાષ્ટ્ર'ના પ્રત્યેક પ્રેમી 'સૌરાષ્ટ્ર'ને**
**માટે મુદ્રણ કામ મેળવે અને મોકલે**

# નિવેદન

'સૌરાષ્ટ્ર' બંધ પડ્યા પછી, કાઠિયાવાડમાં ઘોર અંધકાર વ્યાપ્યો છે : અને રાત્રિકાળમાં મદોન્મત્ત બનીને વિહાર કરવામાં માનતા રાજસ્થાની સત્તાધારીઓએ સ્થળે સ્થળે કાળો કેર વર્તાવવા માંડ્યો છે. ક્યાં ક્યાં કેવા પ્રમાણમાં જૂલ્મ અને દમન ચાલી રહ્યાં છે તેની આજે દુનિયાને જાણ થઇ શકતી નથી.

એ પરિસ્થિતિ લક્ષમાં લઇને, જે જે સ્થળોએથી વિશ્વાસપાત્ર માહિતી મેળવી શકાય તે તે સ્થળોની ઘટનાઓને આલેખતી પુસ્તિકાઓ પ્રગટ કરવાની આથી શરૂઆત કરવામાં આવે છે. પહેલી પુસ્તિકા તરીકે લીંબડીના પોલીસ-રાજને જગત સન્મુખ રજૂ કરવામાં આવે છે.

આ કાર્યને ચલાવવા માટે નાણાંબળ અને વિશ્વાસપાત્ર માહિતી જોઇએ. અત્યારે એવી યોજના છે કે પુસ્તિકાના વેચાણમાંથી ખર્ચ કાઢવામાં આવે. પરંતુ કદાચ તે યોજના પૂરી પાર ન પડે. એટલે જેમને આ કાર્યની ઉપયોગિતા સમજાય તેમને બનતી સહાય મોકલવા વિનતિ છે. બીજું, વિશ્વાસપાત્ર માહિતી માટે દરેક સ્થળના જવાબદાર કાર્યકરોને વિનતિ છે કે તેઓ માહિતી મોકલે તેમજ અમારા તરફથી પ્રતિનિધિ મોકલવામાં આવે ત્યારે તેને બનતી સહાય કરે.

**રાણપુર** : કાઠિયાવાડ
૧૪-૭-૩૦ સોમવાર

**કકલભાઈ કોઠારી**
પ્રાન્તિક મંત્રી, અખિલ હિન્દ રાજસ્થાન પ્રજા-પરિષદ